# સંસાર મંજરી

અથવા

# પ્રભા અને પ્રતિભા

## પ્રકરણ ૧ લું. ઉપક્રમણિકા.

( અનુષ્ટુપ છંદ )

શ્રી અને શારદા સાથે પ્રાયઃ ક્યાં વસતાં નથી;
વસે જ્યાં લક્ષ્મી આનન્દે, રીસાશે ત્યાં સરસ્વતી.
અને દારિદ્ર્યને સેતા ભારતી-પ્રિય પંડિત;
દૈવે ઇન્દ્ર-કૃપા થાતા ભોગે સુખ અખંડિત.



સૂર્યપુર નજીકના એક ગામમાં કિશોરીલાલ નામનો એક સદ્‌ગૃહસ્થ રહેતો હતો, જેને બે પુત્રો હતા. મોટા પુત્રનું નામ કાન્તિલાલ, અને નાનાનું નામ શાન્તિલાલ.

શાન્તિલાલ જ્યારે દશ વર્ષનો થયો, ત્યારે તેમના પિતાનો દેહાન્ત થઈ ગયો. આથી તે માતાને વિશેષ લાડકો થઈ

પડયો. સર્વથી નાનાં છોકરાં પર સ્વાભાવિક રીતે માતાનું હેત વધારે હોય છે. તેમાં પણ વળી જો તે બાપ વગરનું હોય, તો તે બાળક પર માનો સ્નેહ તેથીએ વધારે વધે છે. કાન્તિલાલ ઉમરમાં શાન્તિલાલથી સાત આઠ વરસે મોટો હતો, અને તેથી તે જ્યારે શાળામાં ભણતો હતો, તે વખતે શાન્તિલાલનો સમય નાચવા કૂદવામાંજ વ્યતીત્ થતો હતો.

કાન્તિલાલ પોતાના નાના ભાઇ કરતાં જેમ ઉમરમાં મોટો હતો, તેમ બુદ્ધિમાં પણ મોટો હતો. તેણે સોળ સત્તર વરસની ઉમરમાંજ સ્કૂલનું શિક્ષણ પૂરૂં કરી તેજ ગામના જમીનદારને ત્યાં દશ રૂપીઆના માસિક પગારની નોકરી સ્વીકારી લીધી. જમીદારી નોકરીમાં પગાર તો ઘણે ભાગે નામનોજ હોય છે. એવા ઘણાએ માણસ આપણને જણાશે કે તેઓ કોઈ પણ મુકરર પગારની નોકરી ન મળતાં જમીનદારને ત્યાંની નોકરી સહર્ષ સ્વીકારી લે છે, કારણ આવી નોકરીઓમાં પગાર ઉપરાંત બીજી આમદાની સારી હોય છે; અને તેથી પગાર મળે કે ન મળે, તેની પણ કંઇ પરવાહ તેમને હોતી નથી. સારાંશ એ કે આવી નોકરી મળી આવતાં કાન્તિલાલની આર્થિક સ્થિતિ ધીરે ધીરે સારી થતી ચાલી.

કાન્તિલાલ જ્યારે નોકરી કરી બે પૈસા કમાતો થયો, ત્યારે શાન્તિલાલની શાળામાં જવાની શરૂઆત થઇ. પ્રેમની ગતિ અતિ વિચિત્ર છે. તે અવિચલિત અવસ્થામાં કદીએ રહી શકતી નથી. જો કોઈ તમારી તરફ પ્રેમ બતાવશે, તો તમે તેની તરફ પ્રેમ બતાવશો, અર્થાત્ તેની અવગણના કરશો. અન્ય વિષયોમાં ભલે ઘણા પ્રતીકાર

હશે, પરન્તુ પ્રેમની બાબતમાં આ બેજ પ્રતિક્રિયાઓ છે. આ બેની વચ્ચે ત્રીજી કોઇ પણ પ્રતિક્રિયાનો સમાવેશ થઇ શકતો નથી. **શાન્તિલાલ** કોઇને વ્હાય કિંવા ન વ્હાય તો ભલે, પરન્તુ એને સર્વ વ્હાતાં હતાં. વિશેષે કરીને તે પોતાની માતાને અતિશય લાડકો હતો. મા એના પર નિસ્સીમ સ્નેહ રાખતી. સરસ્વતી દેવીની કૃપા એનાપર ન હતી, એવું તો આપણે કહી શકીશું નહિ. કારણ એનો શાંત સ્વભાવ, બુદ્ધિ અને સંસ્કાર સહુ સારા હતા. ઘણે ભાગે સર્વ લોકોની એવી ધારણા હતી કે "**શાન્તિ** એક લાયક છોકરો છે. ભણવામાં અત્યારે એનું ચિત્ત ચોંટતું નથી, તો પણ તે મોડો વહેલો પણ સારી રીતે વાંચતાં લખતાં શીખી શકશે" **શાન્તિલાલ** પોતાની માતાનો પ્રેમ તો માતૃ ભકિત દ્વારા વધુ ને વધુ મેળવતો હતો, પરન્તુ સરસ્વતી માતાનો એના પર જે યત્કિંચિત્ પણ પ્રેમ હતો, તેની તે અવગણના કરતો વડીલોના વારંવાર સમજાવવા છતાં તે વિદ્યાભ્યાસથી ચિત્ત ચોરવા લાગ્યો. શિક્ષક **શાન્તિલાલને** શીખવવાને માટે જેટલી શિક્ષા કરે, તેટલીજ વિદ્યાભ્યાસને ઠોકર મારી તે નાચવા કૂદવામાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.

કુલીનનો પુત્ર અપંગ કે મૂર્ખ હોય તો ભલે, પરંતુ ઘણે ભાગે તે કુંવારો રહેતો નથી. તેજ પ્રમાણે આપણા સરસ્વતી દેવીની કૃપાથી વંચિત **શાન્તિલાલ** પણ પંદર સોળ વરસની ઉમરમાંજ વિવાહિત થઈ ચૂક્યા હતા. લગ્ન થતાં વહૂ પણ ઘરમાં આવી. વિદ્યાર્થી **શાન્તિલાલને** હવે ગૃહસ્થ ધર્મમાં પ્રવૃત્ત થતા જોઇ સરસ્વતીએ પોતાની જે યત્કિંચિત્ પ્રીતિ હતી, તે પણ પાછી ખેંચી લીધી.

શાન્તિલાલના લગ્ન થયાં પછી પાંચ વરસે એની મા પણ મૃત્યુ પામી. આ પાંચ વર્ષ દરમિઆન કાન્તિલાલને એક પુત્ર અને એક પુત્રી તથા શાન્તિલાલને એક પુત્ર થયો હતો. અત્યાર સુધી એમની સન્તાનોત્પત્તિ સિવાય અત્ર ઉલ્લેખ કરવા યોગ્ય બીજી કાંઇ ઘટના ઉપસ્થિત થઇ નથી, અને તેથી આ પ્રકરણને અમે અત્રજ સમાપ્ત કરીએ છીએ.



## પ્રકરણ ૨ જું.　　　　દેરાણી જેઠાણી.



( ઉપજાતિ )

સંસારને સ્વર્ગ સમો દીપાવે,
કે નર્કના ઘોર દુઃખે ડુબાવે;
સામર્થ્ય આ સર્વ સ્ત્રીઓ ધરાવે,
જે વિશ્વ પાસે અબળા ભણાવે.



લેખક લોકોના મનની વાત જાણી શકે છે, અને ઇચ્છા થતાં તે જ્યાં ઇચ્છે ત્યાં પ્રવેશ કરી શકે છે. "જ્યાં ન જાય રવિ, ત્યાં જાય કવિ". જો આ પ્રમાણે ન હોત, તો સુન્દરગિરિના શૃંગપર વિચરતા શિલાતટપર બેસી વિચાર કરતા સરસ્વતીચન્દ્રના વિચાર-તરંગો સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી શી રીતે જાણત! શત્રુની જીત થતાં સતીત્વને માટે સતત પ્રયત્ન કરતી કૌળારાણીની વિચાર-લહરીઓ આપણા આદ્ય નવલકથાકાર સ્વ. નન્દશંકરને ક્યાંથી માલૂમ હોત! આપણા સ્વર્ગવાસી બ્રહ્મનિષ્ઠ મણિલાલ પરલોકની હકીકતથી શી રીતે જાણીતા થાત! આ પરલોકના વૃત્તાંતથી પણ અતિ દુર્ગમ મુસલમાન પાદશાહોના અંતઃપુરમાં ૪૭ ત્યાંની વાતચિતોનાં રીપોર્ટ આપણા ઐતિહાસિક નવલકથાકારો

શી રીતે ભાવી શકત! આ શક્તિ કરતાં પણ લેખકોમાં એક બીજી અલૌકિક શક્તિ જોવામાં આવે છે, જે શક્તિથી તેઓ જો ઇચ્છે તો ગમે તેવા અસંભવિતને પણ સંભવિત કરી શકે છે. જો એઓમાં આવી અસાધારણ શક્તિ ન હોત, તો કેટલાએ ગ્રન્થકાર બિચારા વિના વાંકે માર્યા ગયા હોત! આપણા ભારતના ગૌરવશાળી ગ્રંથ હિતોપદેશના કર્તા વિષ્ણુશર્મા તો કેવળ નિરૂત્તર બન્યા હોત! કિન્તુ તેઓમાં એવી અસાધારણ શક્તિ મૂર્ત હતી, જેનાથી તેઓએ લઘુપતનક નામના કાગડાના મુખથી ન્યાય શાસ્ત્રનો વિચાર કરાવ્યો છે, અને ચિત્રગ્રીવ પાસે કબૂતરોને નીતિનો ઉપદેશ અપાવ્યો છે. આ શક્તિના પ્રભાવથી જ આપણા ભયંકર લેખકોમાંના એકે રંભા પાસે તેના પછી પંદરસો વરસે થનારી મીરાંની આગાહી વર્તાવી છે,* જ્યારે એકે તારામતીને સીતાનો ધડો લેવા સૂચના કરી છે. આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે કે આ પુસ્તકમાં અમે જે જે વિષયોનું વર્ણન કરીશું તે આપ સર્વના ચર્મચક્ષુ તથા કર્ણથી અગોચર હોવા છતાં પણ અમૂલક નથી. લેખકોથી તમો સર્વ કરતાં હજારોગણું વધારે જોવાય સાંભળાય છે. આથી અમારી નમ્ર વિનતિ કે પાઠક- પાઠિકા ગણ! તમો સર્વ અમારી કહેલી વાતોનો કદીપણ અવિશ્વાસ કરશો મા.

આ પ્રકરણ વાંચતાં પહેલાં વાંચકોને એટલું જાણી લેવું જરૂરનું છે, કે કાન્તિલાલ અને શાન્તિલાલને મા વગરના થયાને હાલ ચાર પાંચ વરસ થઈ ગયાં છે, અને તેમના બાલ-બચ્ચાં પણ હમણા પાંચ-સાત વર્ષનાં થઈ ચૂક્યાં છે. કે જેઓ આ સમયે જ્યાં ત્યાં દોડતા ફરે છે, જાતજાતની મન માની રમતો રમે છે, દાસ-દાસીઓ સાથે હઠ કરી

* વિક્રમ ચરિત્ર નામના નાટકમાં.

બજારે જાય છે, અને કદાચ પાડોસીના છોકરાં સાથે લડાઈ ટંટો પણ મચાવે છે.

**કાન્તિલાલ** અને **શાન્તિલાલ**ની મા જ્યાં સુધી જીવતી હતી, ત્યાં સુધી બંને ભાઇઓમાં સારો સંપ હતો. નાના ભાઇને મોટા ભાઇ પર કોઈ પણ પ્રકારનો દ્વેષ ન હતો, તેમજ મોટો ભાઇ પણ નાનાની સાથે કંઇ પણ કઠોર વ્યવહાર ચલાવતો ન હતો. કિન્તુ એમની માતા સ્વર્ગવાસી થતાંજ **કાન્તિલાલ**ની સ્ત્રીએ પોતાના પતિને સારી રીતે સમજાવી દીધું હતું કે "ઘણા દિવસ સુધી સાથે રહેવાથી આપણને અનેક પ્રકારની હાનિઓ છે. એક આદમીની કમાઈ ઉપર આટલાં બધાં માણસોનો નિર્વાહ થવો કઠિન છે. જે સગવડો જૂદાં રહેવામાં છે, તે સાથે મળી રહેવામાં જરાએ સચવાશે નહિ." આ પ્રમાણે સહધર્મિણી તરફથી વારંવાર કહેવામાં આવ્યાં છતાં પણ કાન્તિલાલને પોતાના ભાઈની સાથે એકાએક કોઈ પણ પ્રકારનો અસદ્‌ભાવ પ્રકાશ કરવું ઉચિત જણાયું નહિ. કંઇ પણ થાય તો એ શું? બંને સહોદર ભાઇઓજ છઇએ ને! બંને એકજ માના ગર્ભથી ઉત્પન્ન થયા છીએ, એકજ માના દૂધથી પાલન થયું છે, અને એકજ માની ગોદમાં લાડ લાડી મોટા થયા છીએ. હજારો તકરાર થતાં એ ભાઈ, ભાઈના પ્રતિ એકદમ સ્નેહશૂન્ય થતો નથી. કિન્તુ એ બંનેની સ્ત્રીઓમાં આ પ્રમાણે એક રક્તપિંડનો કોઈ પણ સંબંધ ન હતો. અને તેથી માંહોમાંહે એ બંનેમાં ક્વચિત્ ક્વચિત્ અણબનાવનો અગ્નિ ચમકવા લાગ્યો. અને કલહવિવાદ થતાં થતાં બંનેના મનમાં વૈમનસ્યનું બીજ અંકુરિત થઈ ગયું. પરંતુ એ સંબંધે કોઈ પોતાના પતિની સહાનુભૂતિ તથા

આશ્રય વચન મેળવી શકતી નહિ, અને તેથીજ બંનેના અંતરનો ઉમળકો પાર પડી જૂદા થઈ રહેવાનો શુભ લ્હાવો લઇ શકાતો ન હતો.

આ વખતે એક દિવસે બપોર પછી એક પંજાબી જાત જાતની ખાવાની તથા અનેક આવશ્યક ચીજો લઈ મહોલ્લામાં વેચવા આવ્યો. એને જોઈ મહોલ્લામાં જેટલાં નાનાં મોટાં છોકરાં હતાં, અને જેટલી વહુ દીકરીઓ હતી, તે સર્વ એક એક કરી તે દુકાન આગળ એકઠાં થવા લાગ્યાં. જેની પાસે પૈસા હાજર હતા, તે પોતાને મનગમતી ચીજો ખરીદવા લાગી. જેની પાસે પૈસા ન હતા, તે ગમતી ચીજોની કીંમત ઠરાવી પૈસા લેવા ઘેર ગઈ. જે છોકરાંને માએ ખાવાનું ખરીદ કરી આપ્યું, તે આનંદથી ઉભરાઈ જતા હતાં. જેને ખાવાનું ન મળ્યું, તે રડવા લાગ્યાં. પ્રભા (કાન્તિલાલની પત્ની)એ પોતાના છોકરા અને છોકરીને એક એક વાજું વેચાતું લઇ આપ્યું. કિન્તુ શાન્તિલાલના છોકરાને કશું લઇ આપ્યું નહિ. પ્રતિભા (શાન્તિલાલની પત્ની) પણ ત્યાં ઉભી હતી, તેની પાસે પૈસા ન હતા. તેથી તે પોતાના પુત્રને કંઇ પણ ખાવાનું કે વાજું લઇ આપી શકી નહિ. દૈવયોગે આ વખતે તેનો પુત્ર પણ ત્યાં હાજર ન હતો, એથી પ્રતિભા ત્યાંથી ઘર તરફ જલદી પાછી ફરતી હતી. એટલામાં જયન્ત દૂરથી બા બા કરતો પોતાની મા પાસે આવી બોલ્યો, "બા ત્હણે શાની ભીડ મચી રહી છે, ચાલો આપણે જઇને જરા જોઇએ."

પ્રતિભાએ કહ્યું, "ત્યાં સહુ માંહોમાંહે લડાઈ ટંટો મચાવી રહ્યાં છે, જેથી હું તો ત્યાં નથી આવતી. જો હું તને સાથે લઈ ત્યાં જાઉં, તો તે લોક મને મારશે, અને સાથે તને પણ.

જયન્ત—હું જોઈશ કે એ લોક કેવી રીતે ઝગડો મચાવે છે. આપણને ત્યાં કોણ મારશે વારૂ ?”

પ્રતિભા—નહિ, નહિ ત્યાં નથી જવું, ચાલ! હું, તું બંને અહીંથી ભાગી જઇએ.

જયન્ત—નહિ, હું ત્યાં જઇને જોઇશ.

પ્રભાએ પ્રતિભા અને જયન્ત વચ્ચે આવી વાતચિત થતી જોઈ પોતાના પુત્ર તથા કન્યાને કહ્યું, “વિપિન, તું અહીં શું કરે છે? જા જયન્તની પાસે જા, અને તેને તારૂં વાજું બતાવી આવ. કામિની તું પણ જા.”

માની આજ્ઞા થતાંજ બંને ભાઈ બ્હેન વાજું વગાડતાં વગાડતાં જયન્તની પાસે જઈ પહોંચ્યાં. જયન્ત એ બંનેને વાજું વગાડતાં જોઇ “મને પણ જોઇએ” કહી રડવા લાગ્યો.

પ્રતિભાએ કહ્યું, “એની પાસે હવે વાજું રહ્યું નથી, કાલે જ્યારે લઇ એ પાછો આવશે, ત્યારે જરૂર તને પણ એક લઇ આપીશ.

જયન્ત—નહિ મને હમણાંજ લઈ આપ.

આમ કહી જયન્ત રડવા લાગ્યો, અને પોતાની માનાં લૂગડાંનો છેડો ખેંચી તે તરફ જવાની હઠ લીધી.

પ્રતિભા લાચાર થઇ પંજાબીની દૂકાન પાસે ગઇ.

જયન્તે પંજાબીની દૂકાનમાંથી ઝટ એક વાજું ઉઠાવી લીધું, અને જ્યાં કામિની તથા વિપિન ઉભા હતાં, તેની પાસે વગાડતો વગાડતો

જઇ પહોંચ્યો. પ્રતિભાના હાથમાં આ વખતે એક કાણી કોડી પણ ન હતી. તેથી લાચાર થઈ તેણે પ્રભાને કહ્યું "બ્હેન ! મને એક પૈસો ઉધાર આપીશ? "

એની બ્હેન (પ્રભા), જે બીજે વખતે ત્રણ ગાઉ દૂરની વાતો સાંભળી શકતી હતી, દીવાલે કાન અડાડી ઘરની અંદર સુતેલાં છોકરાંની સ્વપ્નની વાતો પણ સમજી શકતી હતી. કિન્તુ આ વખતે તેણે પોતાની પાસેજ ઉભેલી પ્રતિભાની વાત માનો બીલકૂલ પણ સાંભળી નહિ. પ્રતિભાએ ફરીને પૂછ્યું. "બ્હેન મને એક પૈસો ઉધાર આપીશ ? "

પ્રતિભાએ આમ બીજી વાર પૂછવા છતાં પણ પ્રભાએ કંઇ ઉત્તર આપ્યો નહિ. કિન્તુ એની પાસે જે કોઇ એક મનુષ્ય ઉભું હતું, તેણે પ્રભાને કહ્યું "સાંભળતી નથી, નાની વહુ શું કહે છે ? એને જવાબ તો આપ"

ઘણો વખત સુઇ રહ્યા બાદ જાગતાં માણસના મુખનો જેવો વિલક્ષણ ચહેરો જણાય છે, તેવુંજ મોઢું કરી એક આંખ દાબી એક આંખથી પ્રતિભા તરફ જોઈ પ્રભા બોલી, "કેમ, શું કહે છે?"

પ્રતિભા—બ્હેન, મને એક પૈસો ઉધાર આપીશ?

પ્રભા—બ્હેન, હું મ્હાજની નથી કરતી, જે કોઇને ઉધાર આપું.

પ્રતિભા—જો તું ઉધાર આપવા નથી ઇચ્છતી, તો એક વાજું જયન્તને પણ લઇ આપ.

પ્રભા—હું કલ્પવૃક્ષ તો નથી, કે જે કોઈ જે કંઇ માગે તે આપી શકું !

પ્રભા—બ્હેન, આ ક્યાં એવી જાતનું દાન કરવાનું છે વારૂ ! જયન્ત ક્યાં પરાયો છોકરો છે. જેવો તમારો વિપિન અને કામિની છે, તેવોજ જયન્ત પણ છે. એને તું તારો પોતાનો કેમ નથી ગણતી ?

પ્રભા—સંસારમાં જો સમજવાથીજ લોકોનું કામ ચાલી જતું હોય, તો કોઇ પણ દુઃખી રહે નહિ. જો હું પોતાને મનમાં રાણી માની લેવાથીજ રાણી થઇ જતી હઉં, તો આ પ્રમાણે આડંબર થતી શા સારૂં ફરૂં ?

પ્રતિભા પ્રભાની આવી સુમધુર કોમલ વાણી સાંભળી ચૂપ રહી.

પ્રભા મનમાં ને મનમાં બબડવા લાગી, " સંસારના લોક કોણ જાણે કેવા નુગરા છે ! એમને જેટલું આપો, તેટલી તેની આશા વધતી જાય છે, મારા ખર્ચ માટે મહિને મહિને જે રકમ આવે છે, એને જો હું બચાવી શકું તો પછી મને શાની ચિન્તા રહે. કિન્તુ એવું શી રીતે બને ! એક આદમી કમાય, અને દશ આદમી ઘેર બેઠાં ખાય. કોઇને કામ કરવા માટે દમ લેવાની ફુરસદ નથી. બીજાની કમાઈ પર મજા ઉડાવવી, આ આજ કાલનો મુન્સાફ છે. તેઓ તો તદ્દન ભોળા ભલા છે, તે જરાએ સમજતા નથી. જો તેમને કંઇ પણ સમજ હોત, તો શું આવી હાલતમાં તેઓ અત્યાર સુધી રહ્યા હોત ખરા કે ? અને એથી હજીએ માથાનો પરસેવો પગ સુધી ઉતારવાનો જરૂરીઆત શી છે? હજી તો પારકાંની કમાઇ પર બિસ્તરા બીછાવી બેઠા છે ? આટલા દિવસની કમાઇથી

તો મારૂં ઘર ભરાઇ જાત" પ્રભા વિશેષ બોલત, પરંતુ તેનો સ્વામી કમ સમજ છે, જાણે દુ:ખથી વ્યાકૂલ થઇ આંસુ વહેવડાવવા લાગી.

મહોલ્લાની કેટલીક સ્ત્રીઓ જેઓ વારંવાર પ્રભાની ખુશામત કર્યા કરતી હતી, અને તેને માટે કહ્યા કરતી કે "પ્રભા મોટા ઘરની દીકરી છે, કેવી સીધી સાદી છે, છલ પ્રપંચ તો બિચારી કંઇજ સમજતી નથી. કોઇને ભગવાન્ વહુ દીકરી આપો તો આવીજ આપજો. ભગવાને જેવું સુન્દર રૂપ આપ્યું છે, તેવીજ બુદ્ધિ પણ આપી છે. મહોલ્લામાં બીજી ઘણીએ વહુઓ છે, પણ પ્રભાની બરાબરી કરે એવી તો એક નથી" આવી રીતે પ્રભાને પ્રસન્ન કરી પોતાની આવશ્યકતા અનુસાર તેની પાસે મીઠું, મરચું, તેલ, મસાલો વગેરે માંગી લઇ જતી હતી, તે સહુ પ્રભાને રડતી જોઇ એકદમ દ્રવિત થઇ ગઇ. કોઇ પ્રભાની પાસે આંસુ વરસાવવા લાગી, કોઇ પ્રભાના આંસુ લૂછી સાન્ત્વના આપવા લાગી, કોઇ પ્રતિભાનો તિરસ્કાર કરવા લાગી, દિગમ્બરી નામની એક બટકબોલી વિધવા હતી, તે બોલવા લાગી, સાચું કહેવામાં બ્હીક શાની? પ્રભાનો પતિ ધંધો રોજગાર કરે છે, અને સર્વનું પાલન કરે છે, તો પણ પ્રભાના મુખમાંથી કોઇ દિવસ કંઇ અભિમાનનો શબ્દ નીકળ્યો નથી. આજ સુધીમાં કોઇએ એના મુખથી નાની મોટી વાત સાંભળી નથી. છતાં આ પ્રતિભા તો પોતાની આગળ કોઇને કંઇ વિસાતમાંજ લેખતી નથી. કંઇ નથી, છતાં એ જ્યારે આટલું ગુમાન રાખે છે, કંઇ જરા પુંજી હોત, તો કોણ જાણે શું કરતે!"

જેવી રીતે એક ગીધના બોલવાથી જંગલના સઘળાં ગીધ બોલી ઉઠે છે, તેવી રીતે ત્યાં જેટલી વિધવાઓ હતી, તે સઘળી

દિગમ્બરીની હામાં હા મેળવી એક સ્ત્રી પ્રતિભાની નિન્દા કરવા લાગી. પ્રતિભાના સ્વભાવની સમાલોચના કરવા લાગી. આખા મહોલ્લાની વહૂ દીકરીઓની સમાલોચના કરવામાં આવી. આખર એ વાત નક્કી થઇ કે પ્રભા સિવાય મહોલ્લામાં બીજી કોઇએ સુશીલ વહૂ નથી. સહુમાં કંઇને કંઇ દોષ નીકળ્યા, પણ પ્રભા તદન નિર્દોષ નીવડી. તે સર્વને કોયલાની ખાણમાં કેવળ પ્રભાજ સાચો હીરો જણાઇ.

પ્રિય વાચકગણ! જો માનવી પ્રકૃતિની તત્ત્વપૂર્વક સમાલોચના કરી જોશો, તો સમજશે કે વૃદ્ધો જો કે યુવકોને "છોકરા" કહી અવગણના કરે છે, તો પણ જો તેઓ દૈવયોગે યુવાનીને પુનઃ પ્રાપ્ત કરી શકે તો કદી પણ તેઓ તેને તુચ્છ નજરથી જોશે નહિં. સારાંશ કે યુવાવસ્થા સમાન બીજી અવસ્થા નથી. સર્વ લોક યુવાની મેળવવાને તલસી રહે છે. શું બાળક, કિશોર, વૃદ્ધ સર્વ યુવાન થવા ઇચ્છે છે ખરા? હા, કેટલાએ છોકરાઓ નકલી દાઢી મૂછ ધારણ કરી જૂવાન બને છે, અને વૃદ્ધો પોતાના સફેદ બાલો કલફ લગાડી કાળા બનાવે છે, તે જોતાં વૃદ્ધ આદમી જુવાનને "છોકરા" કહી તેઓ તરફ જે તુચ્છતા દર્શાવે છે, તે ખરૂં જોતાં તેનો ખરો ભાવ દર્શાવતા નથી.

પ્રતિભા આ વિધવાઓથી તિરસ્કૃત થઇ કેટલીક વાર સુધી સજલ નયન થઇ ચૂપચાપ ઉભી રહી. પંજાબી હવે અહીં વધારે વખત સુધી ઉભા રહેવું વૃથા સમજી દુકાન સમેટવા લાગ્યો. પ્રતિભા એને ચીજો સમેટતો જોઇ બહુ ગભરાવા લાગી. જયન્ત પણ તેની પાસે હાજર ન હતો. કે જેથી તે તેની પાસે વાજું લઇ પાછું આપે. પૈસા આપ-

વાની પણ તેનામાં શકિત ન હતી. હવે તે શું કરૂં ! એ ચિન્તામાં તે નિમગ્ન હતી. એટલામાં પંજાબી ત્યાંથી જવાને તૈયાર થયો. એને જવા માટે તૈયાર થએલો જોઇ બટકબોલી વિધવા દિગમ્બરી બોલી "તમે તમારા વાજાના પૈસા લીધા કે ?" પંજાબીએ ઉત્તર આપ્યો, "હું એ વાજાંના પૈસા લેવા નથી માગતો. હું કેટલીએ ચીજ દરરોજ વેચું છું જો આ એક ચીજની કીંમત ન મળે, તો તેથી મને શું નુકશાન થવાનું હતું ? સમજીશ કે એક એમને આપી દીધું" પ્રતિભા પંજાબીના મુખથી આવી વાત સાંભળી અત્યન્ત દીલગીર થઇ. ચતુર પંજાબી પ્રતિભાના મુખ તરફ જોતાં સમજી ગયો, કે તે વાજું મુફત લેવાની વાત સાંભળી મનમાં ને મનમાં પસ્તાય છે. એમ જાણી તેણે કહ્યું," હું તો આ મહોલ્લામાં વારંવાર આવું છું, હવે ફરી જે દિવસે આવીશ, તે દિવસે પૈસા લેતો જઇશ." આ સાંભળી પ્રતિભાનું મન સાન્ત્વન પામ્યું. કિન્તુ પ્રભાના મનમાં આ બનાવથી અપાર દુ:ખનો સાગર ઉભરાયો, અને પ્રભાના સરખી ત્યાં જેટલી સ્ત્રીઓ હતી, તે બધીઓ એક બીજાના મોઢાં સામું જોવા લાગી.



## પ્રકરણ ૩ જું.

कनकलतिकायां मौक्तिकफलं



(વસંત તિલકા)

"તું ક્યાં પડ્યું કુસુમ મંજુલ રાન ખુણે?
રે! એકલું વિકટ ડુંગર-તેડ સૂતે?
આ તાહરી મધુર મોહન યૌવન શ્રી–
તારી પરાગ ખુબિ ભોગિ વિના સુની શી?"



પ્રતિભા ઉદાસ ચહેરે ઘેર પાછી વળી, અને ઘરના આવશ્યક કામોથી પરવારી એકાન્તમાં બેસી ત્રીજા પહેરે જે ઘટના બની તે માટે સંતાપ કરવા લાગી. સ્ત્રીઓનું જોર, બુદ્ધિ, આશા, ભરોસા સર્વ તેનો સ્વામી હોય છે. કિન્તુ પ્રતિભાને તે બલ-બુદ્ધિ નહિ જેવાં-જ હતાં. શાન્તિલાલ આખા દિવસ પાડોસીઓને ત્યાં પડી રહેતો હતો. કેવળ ભોજન કરવાનો વખત થતાં એકવાર ઘેર આવતો હતો. તેમજ તેને એક પૈસો પણ કમાઇ લાવવાની અક્કલ ન હતી. તે પોતાનો વખત ગાવા બજાવવા અને પાના સોગઠાં રમવામાંજ ગુમાવતો હતો, આમ છતાં પોતાના ભાઈ પર તેને બેહદ સ્નેહ હતો. ભાઈની વિરૂદ્ધ કદી પણ એક શબ્દ બોલતો ન હતો. તે મોટા ભાઇને પિતા તુલ્ય જાણી તેની સાથે તકરાર કરવી અનુચિત સમજતો હતો. પરન્તુ જે સુશિક્ષિત નથી, જેનો સ્વભાવ પડન પાડનથી નમ્ર બન્યો નથી, તે સ્વાભાવિક રીતે ક્રોધી હોય છે. આપણા શાન્તિલાલ પણ એ

દોષથી ખાલી ન હતા. સદ્ગુણ એટલોજ હતો, કે તે નાની નાની વાતોને માટે ક્રોધ કરતો ન હતો, પરંતુ એક વાર જો કોઈ પણ કારણને માટે એના મનમાં ક્રોધ ઉત્પન્ન થતો, તો પછી તે સહજમાં જનવો મુશ્કેલ હતો.

પ્રતિભા વિચારવા લાગી, ત્રીજા પહોરની ઘટના તેમને (શાન્તિલાલને) કહેવી ઉચિત છે કે નહિ. કહેવાથી કંઇ લાભ થશે, એની પણ તેને કાંઇ આશા ન હતી. પરંતુ એ એક કુદરતી નિયમ છે, કે જ્યાં સુધી મનનું દુઃખ વાણી દ્વારા પ્રકટ કરવામાં ન આવે ત્યાં સુધી મનને નિરાંત વળતી નથી. પોતાના મિત્રોની આગળ દુઃખ વ્યક્ત કરવાથી દુઃખનો ભાર હલકો થાય છે, અને થોડા વખતને માટે મનને શાન્તિ પ્રાપ્ત થાય છે. પ્રતિભા રડતી રડતી આ સર્વ બાબતનો વિચાર મનમાં સાથેજ કરી રહી હતી, એટલામાં જયન્ત એની પાસે આવી પહોંચ્યો. એને જોતાંજ પ્રતિભાએ લુગડાંના છેડાથી પોતાની આંખો ઝટ લુછી નાંખી. જયન્તે પૂછ્યું, "મા, તું શા સારૂ રડે છે વારૂ!"

પ્રતિભા—ના, હું રોતી નથી ભાઈ!

જયન્ત—રડતી નથી, તો આંસુ શા સારૂ ગરતા હશે?

પ્રતિભા—મારા પેટમાં કંઇ દુઃખે છે.

જયન્ત—મારૂં પેટ દુખતું બંધ કરવા શામા જે દવા મને આપતી, તે તું કેમ નથી ખાતી? હું શામાને બોલાવી લાવું? એની દવાથી દુઃખતું મટી જશે. કેમ, બા હું શામાને બોલાવી લાવું?

**પ્રતિભા**—નહિ, શામીને બોલાવવાનું નથી કામ. એ તો મેં તને જૂઠું કહ્યું છે. મારા પેટમાં દુઃખતું નથી. મારી આંખોમાં કંઈ ભરાઇ ગયું છે, જેનાથી આંસુ ગરી પડ્યાં હતાં.

**જયન્ત**—તો આવ, હું તારી આંખોમાં ફૂંક મારૂં, એથી સારૂં થઈ જશે. જે કંઇ પડયું હશે, તે તુરત નીકળી જશે.

આમ કહી **જયન્ત** પોતાની માની તદ્દન પાસે ગયો. પ્રતિભા તેને ખોળામાં બેસાડી સ્નેહ ભરી નજરથી તેના મ્હોં તરફ જોવા લાગી.

સ્નેહનો મહિમા પણ કેવો વિચિત્ર છે? **જયન્તને** જરા જણાયું નહિ કે એની મા શા સારૂ રોતી હતી. કિન્તુ માને રડતી જોઈ **જયન્તની** આંખોમાં પણ આંસુ તરી આવ્યાં. **પ્રતિભા** **જયન્તની** આંખોમાં આંસુ જોઈ પોતાનું સઘળું દુઃખ ભૂલી ગઇ. તે જયન્તને પોતાની ગોદમાં લઇ ઘરની બહાર આમ તેમ ઘૂમવા લાગી. **જયન્ત** પોતાનું માથું માની ખાંધ પર રાખી ચૂપ થઈ રહ્યો. **પ્રતિભા** એને વાતમાં ભૂલવવાની તદબીર કરવા લાગી, તથા હસાવવાને માટે પોતે ખોટું બનાવટી હસવા લાગી.



## પ્રકરણ ૪ થું. વરશ્રીને વધામણાં.



( માલિની )

બળ કળ થકી જેણે, દાખવ્યું શૌર્ય અંતે,
વળી વિજય સ્વકાર્યે, પ્રાપ્ત કીર્ત્તિ જ અંતે;
ઘટિત જરૂર તેનું, કાર્ય ઉ-તેજવાને,
અતિ ઉલટથી દેવું, પારિતોષિક તેને.



મા બાપના સદ્‌ગુણો સન્તાનોમાં કદાપિ નથી એ આવતા, કિન્તુ દોષ તો ઘણે ભાગે સંપૂર્ણ રીતે ઉતરે છે. પંડિતનો પુત્ર બહુધા પંડિત નથી થતો. પરંતુ ચોરનો પુત્ર ચોર જરૂર થાય છે. આવું આ સંસારમાં બહુધા જોવામાં આવે છે. આનું એક ઉદાહરણ **પ્રભા** પણ છે. એના બાપનું નામ **વિહારીલાલ** હતું. તેનું ઘર કાન્તિલાલના ઘરની નજીકમાંજ હતું. ઇર્ષ્યા, દ્વેષ, અસહિષ્ણુતા, કલહપ્રિયતા વગેરે કેટલાએક દોષ **વિહારીલાલ**માં વંશપરંપરાથી ઉતરી આવેલા હતા. એના ઘરની દીકરીઓ જ્યાં જ્યાં ગઇ હતી, ત્યાં ત્યાં કલહ અને વૈમનસ્યની સત્તા જામવા પામી હતી. **પ્રભા**એ પોતાના પિતા પાસેથી દુર્ગુણોનો ચાર્જ તો પૂરેપૂરો સંભાળી લીધો હતો, પરંતુ તેના પિતાનો કેવળ એક ગુણ નિષ્કપટપણું હતો, તેનો અંશ પણ **પ્રભા**માં ન હતો. એના પિતાની સ્થિતિ સારી ન હતી. તે કારણથી **પ્રભા** જ્યાં સુધી પોતાના બાપને ત્યા રહેતી હતી.

ત્યાં સુધી તે રૂપીઆ પૈસા કેવા હોય છે, તે આંખથી જોવા પણ પામી ન હતી. પરંતુ તે જ્યારે સાસરે આવી, ત્યારેજ તેને રૂપીઆ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. સાસુના જતાં જ્યારથી તે ઘરની માલીક થઇ બેઠી હતી, ત્યારથી તે આખા જગતને તૃણવત્ સમજવા લાગી.

એ વાત આગળ આપણે જાણી ગયા છીએ કે, શાન્તિલાલ ઘરનું કોઇ પણ કામકાજ કરતો ન હતો. પ્રભા પોતાનાં કડવાં ભાષણથી પ્રતિભા દ્વારા એની કસર કાઢયા વિના રહેતી નહિ. પ્રભા પોતાના શયનાગારમાંથી બનતાં સુધી બહાર ન નીકળતાં પોતાના પલંગપર પડી રહેતી. રસોઇ વગેરે ઘરના જેટલાં કામો હોય, તે સર્વ પ્રતિભાને કરવાં પડતાં હતાં. આ બાબતમાં જો પ્રભાને કોઇ કહેતું તો તે એજ જવાબ આપતી કે " ઘરનું કામ શું એવડું મોટું છે, કે જેને માટે આટલી બધી વાતો થઇ રહી છે. હું બીમાર ન હોત, તો વાતવાતમાં એટલું કામ આટોપી નાંખત. !" પ્રભા જ્યારે ત્યારે આ પ્રમાણે લોકોને પોતાની બીમારીની વાત કહી પોતાનો બદનામીથી બચાવ કરી લેતી. કિન્તુ બીમારી શી હતી, તે તો ઇશ્વર જાણે. કારણ પ્રભાએ પોતાની બીમારી કોઇ આગળ સ્પષ્ટ કહી જણાવી નથી. આ બીમારી નિમિત્તે પ્રભાને એક પણ ઉપવાસ કરતાં કોઇએ કદી જોઇ નથી. શરીર પણ નબળું ન હતું. બલ્કે ઉત્તરોત્તર પુષ્ટ થતું જતું હતું. જો બીમારીનાં કંઇ લક્ષણ જોવામાં આવતાં હોય, તો એજ કે સવાર સવારમાં જલપાન કરવાનું કંઈ ન મળવાથી પેટમાં ભૂખનું દર્દ થતું હતું. વાંચક ગણ! હવે આપજ સમજી લેજો કે પ્રભાને શી બીમારી હતી. ?

બપોર પછી પંજાબીની દુકાન પાસે પ્રભા અને પ્રતિભા વચ્ચે પરસ્પર જે વાતચિત્ત થઇ હતી, તે વાંચકોને માલૂમજ છે. ત્યાંથી ઘર આવી પ્રતિભાએ જે કંઇ કર્યું તેનાથી પણ તમે જાણીતા થઈ ચૂકયા છે. પ્રભાએ ત્યાંથી ઘર આવી શી તદબીર આદરી, તે જાણવા વાંચકગણ જરૂર ઉત્કંઠિત હશે. વારૂ સાંભળો ત્યારે.

પ્રભા પોતાની સ્વાભાવિક ટેડી ચાલ દશ ગણી વધારતી, પગને જોરથી જમીનપર અફાળતી પોતાના શયનગૃહમાં આવી, અને કમાડ બંધ કરી પલંગ પર પડી. ઘરના સર્વ માણસોને એનો પદધ્વનિ સાંભળી નિશ્ચય થઇ ચૂકયો હતો કે આજ કંઈને કંઈ નવી ઘટના જરૂર ઘડાશે.

પ્રભાની વાણી એવી મધુર હતી કે જે કોઇ એકવાર સાંભળે. તો તેને બીજીવાર સાંભળવાને ઇચ્છા થતી નહિ. એને લીધે એનાં આ વિચિત્ર રંગઢંગનું કારણ પૂછવાને માટે કોઈ અગ્રેસર થયું નહિં.

વિપિન નિશાળથી ઘર આવી માની પાસે જતો હતો, પરન્તુ દ્વાર બંધ જોઇ પાછો ફર્યો. કામિની દ્વાર પાસે ઉભી રહી બા, બા, કરી રોવા લાગી, તો પણ પ્રભા કંઇ બોલી નહિં.

પ્રાયઃ સર્વત્ર એવું જોવામાં આવે છે, કે ઘરના નોકર ચાકર વગેરે માલિક અને શેઠાણીને આજ્ઞાધીન હોય છે. શામી પ્રભાનું જેટલું માન રાખતી હતી, તેથી કંઈ વધારે પ્રતિભાનું રાખતી હતી. પ્રતિભાને તે અંતઃકરણથી વ્હાલી હતી. આનું કારણ પ્રભા એ બંનેને સરખી રીતે કંઇ વધતું ઓછું સંભળાવ્યા કરતી હતી.

તેથી શામી અને પ્રતિભા બંનેમાં પ્રેમભાવનો જમાવ થઇ ગયો હતો. પ્રભા જ્યારે પણ પ્રતિભા પર ખીજવાઈ શબ્દ પ્રહાર કે હસ્ત પ્રહાર કરતી, તો તુરત શામીની આંખોમાં આંસુ તરી આવતાં, તેજ પ્રમાણે જ્યારે તે શામીની ખબર લેતી, ત્યારે પ્રતિભાની આંખો આંસુથી તરબોળ થતી, જે આંસુઓ કોઇ પણ પ્રયત્ને પણ ખાળી શકાતાં નહિ. શામીમાં એક ખાસ ગુણ એ હતો કે, કોઇ જગ્યાએ કોઇ પણ કંઈ વાત ભલે છુપાઇને કરે, પરંતુ તે સાંભળ્યા વિના રહેતી નહિ. તે એવી ધીમી ચાલથી ત્યાં જતી હતી કે, કોઇને જરા પણ જાણ થતી નહિ. વાત ખતમ થતાં તે ત્યાંથી ચૂપચાપ પાછી ફરી પ્રતિભા પાસે આવી સહુ વાત જેમની તેમ કહી સંભળાવતી હતી. પ્રતિભાએ પંજાબીની દૂકાન સંબંધીની સહુ વાત શામીને કહી સંભળાવી. શામી પ્રતિભાની વાત સાંભળી ચૂપ થઇ ગઇ. બાદ મ્હોં મચકોડી બોલી, “ હું સમજી ગઈ, મોટી વહૂને આજ એક ઘરેણું મળવાનું ? ”

ધીરે ધીરે સન્ધ્યા થતી ચાલી. કાન્તિલાલને ઘર આવવાનો સમય થતો જોઇ શામી નિત્યના નિયમ પ્રમાણે કામે લાગી. પ્રતિભાના મનમાં જાત જાતની આશંકાઓ ઉત્પન્ન થવા લાગી. પ્રભા કાન્તિલાલનો ઘર આવવાનો સમય થતો જાણી ખૂબ જોરથી નિઃશ્વાસ મૂકવા લાગી. આંખોથી આંસુની ધારાનું વહેણ શરૂ કર્યું. વિપિન નાચી કૂદીને ઘરમાં આવી બા, બા, કહી બુમો મારવા લાગ્યો. કામિનીએ પણ રોવું શરૂ કરી દીધું. એટલામાં કાન્તિલાલ પણ આવી પહોંચ્યા. કાન્તિલાલ દરરોજ કચેરીથી આ-

વ્યા બાદ સીધો પોતાની ઓરડીમાં જતો હતો. આજ પણ રોજના નિયમ પ્રમાણે પોતાની ઓરડી આગળ જઈ ઉપસ્થિત થયો. દ્વાર અંદરથી બંધ જોઈ કમાડ ખખડાવ્યાં. અંદરથી કંઈ પણ જવાબ મળ્યો નહિ, ત્યારે તે "અંદર કોણ છે" કહી વારંવાર મોટે સ્વરે બોલવા મંડ્યો, તો પણ અંદરથી કોઇ કંઇ પણ બોલ્યું નહિ. આખરે **શા**મીને બોલાવી પૂછ્યું, **શા**મી, **વિ**પિનની મા ક્યાં ગઈ છે?"

**શા**મી—આ ઓરડામાં તો છે, જાય ક્યાં? એમ કહી તે એક કળસીયો લઈ પાણી લાવવાને બહાને ત્યાંથી ચાલી ગઈ.

**કા**ન્તિલાલ આખરે ખીજવાઈ બોલ્યો, "બારણું ઉઘાડે છે કે અહીંથી ચાલ્યો જાઉં?"

**પ્ર**ભાએ જોયું "હવે બાજી બગડી જાય છે. તે સમજી ગઈ કે વધારે નીચોવવાથી લીંબુ નીરસ થાય છે. તે માટે તે ધીરેથી ઉઠી કમાડ ઉઘાડી પાછી કંઇ પણ બોલ્યા વિના પલંગ પર પડી. **કા**ન્તિલાલ એની લાલચોળ આંખો, મલિન મ્હોં અને દીર્ઘનિઃશ્વાસ જોઈ સમજી ગયો કે આજે મને કોઇ નવી ફરમાશ થનાર છે. કારણ **પ્ર**ભાના સંબંધમાં આજ કાંઇ આ નવો દેખાવ ન હતો. જ્યારે જ્યારે તેને કોઇ ચીજની જરૂરીઆત પડતી, ત્યારે તે આ **પ્ર**માણે સ્વાંગ ધારણ કરી લેતી. એક નવું ઘરેણું કે એક સારૂ લુગડું લેવાને માટે પણ **પ્ર**ભા મ્હોં ચઢાવી આંસુ વરસાવવા મંડી જતી હતી. **કા**ન્તિલાલ પણ તેની ઇચ્છિત વસ્તુ આપી તેને પ્રસન્ન કરતો હતો. તે પ્રમાણે આજે પણ **કા**ન્તિલાલે તેની પાસે જઇ પૂછ્યું, "આજે વળી શું થયું છે?"

કંઇ પણ જવાબ મળ્યો નહિ.

કાન્તિલાલ—બોલતી કેમ નથી, કહે તો ખરી, શું થયું છે?"

પ્રભા પાષાણવત્ પડી છે. કલ્પના કરો કે કાન્તિલાલ દીવાલની સાથેજ વાતો કરી રહ્યો છે.

ત્રીજીવાર પૂછતાં છતાં પણ જ્યારે કંઇ ઉત્તર મળ્યો નહિ, ત્યારે કાન્તિલાલને સમજાયું, "આજનો મામલો હમેશનો જેવો સાધારણ જણાતો નથી. શામીને બોલાવી પૂછું કે કંઇ હેવાલ માલૂમ પડે." તે શામી, શામી કહી બૂમ મારવા લાગ્યો. તે તો ત્યાં હતી નહિ, જવાબ કોણ આપે. આખરે કાન્તિલાલ ચીડવાઇ જઇ બોલી ઉઠ્યો, "આ શી આફત છે, કેમ કોઈ મારી વાતનો ઉત્તરજ આપતું નથી?"

આ સાંભળી કલ્પાંત કરતી પ્રભા બોલી, "શું કહો છો?"

કાન્તિલાલ—આટલી વાર પછી બોલવાનું ભાન આવ્યું ખરૂં! જાણે અત્યાર સુધી અહીં હતીજ નહિ. હું એવું જાણતો ન હતો કે તું કાને આટલું ઓછું સાંભળે છે. નહિ તો વળી કેટલો વખત થયા બરાડા નાંખું છું, તે જો તું બહેરી ન હોત તો સાંભળ્યા વિના રહે ખરી.

પ્રભા—હું બહેરી છું, ગુંગી છું, ભલે કાણી છું, તેથી બીજાને શું? હું કોઇના આંખમાં ખટકતી હઉં, તો મને ચોકખે ચોકખું કહી કેમ નથી દેતાં કે અહીંથી ચાલી જાઉં. મારા ચાલ્યા જવાથી સહુની આફતં મટી જશે. અને સહુના કલેજા ઠંડા થઇ જશે.

કાન્તિલાલ આખો દિવસ કામ કરી થાકી ઘેર આવ્યો છે. એક બે મધુર વાતોથી એનો થાક દૂર કરવાની વાત તો બાજુએ રહી, પણ આ તો એના મનને ખીજવવાનો ઢોંગ મચાવવામાં આવ્યો છે. કાન્તિલાલ પ્રભાની કૌટિલ્યભરી વાત સાંભળી ક્રુદ્ધ થઈ થઇ બોલ્યો " રોજ તો કહે છે કે ચાલી જઇશ, વારૂ જા તો ખરી, જોઉં કયાં જાય છે ? "

પ્રભા—કેમ, શું મારે જવાની કોઇ જગ્યા આ દુનીઆમાં છેજ નહિ ! હું મારી મેળે મારા બાપને ત્યાં જઇશ, તો દેવતાની માફક પૂજાઇશ.

પ્રભાએ પોતાના બાપની બડાઇ હાંકી તો ખરી. કિન્તુ ખરૂં જોતાં એના બાપની અવસ્થા એવી હતી કે " આજે તો પેટ પૂરતુ ભોજન મળ્યું, કાલની વાત ભગવાન જાણે. " પીયર નજીક હોવાથી પ્રભા પણ કવચિત્ કવચિત્ દાળ, ચોખા, મીઠું, મરચું, તેલ વગેરે ચોરીથી પોતાના બાપને ત્યાં પહોંચાડયા કરતી હતી. કોઈ કોઈ વાર રૂપીઓ અડધો પણ ચૂપચાપ મોકલી આપતી. આ પ્રકારની આકાશવૃત્તિથીજ વિહારીલાલને દરરોજનું ભોજન મળી આવતું હતું. જે દિવસે કંઇ મળી ન આવતું, તે દિવસે ચૂલાને નિરાંત મળતી.

કાન્તિલાલથી પ્રભાની આ વાત છુપી ન હતી. તે ચોરી છુપીથી જે જે ચીજો પોતાના બાપને ત્યાં મોકલતી, તેની કાન્તિલાલને તુરત જાણ થતી, પરન્તુ તેના પર તે ધ્યાન આપતો ન હતો. પ્રભાને પોતાના બાપને ઘેર જવાની વાત સાંભળી કાન્તિલાલ પોતાનું હસવું રોકી શકયો નહિ. તે હસતો હસતો બોલ્યો " તને રોકે છે

કોણ? જા, પરન્તુ એટલું યાદ રાખજે, અમે અહીંથી દાળ ચોખા મોકલવાના નથી હું."

સ્ત્રીઓ ચાહે તો સર્વ વાતો સહન કરી લે, પરન્તુ બાપના ઘરની નિન્દા કદી પણ તેઓ સહન કરી શકતી નથી. તેમાં પણ વળી જે જે સ્ત્રીઓને પોતાના બાપના ઘરનો અતિ ગર્વ હોય છે, તેમને તો એવી નિન્દા અતિ અસહ્ય થઈ પડે છે. આ નૈસર્ગિક નીતિ પ્રમાણે કાન્તિલાલના વ્યંગ વચનો સાંભળી પ્રભાનું હૃદય છિન્ન ભિન્ન થઈ ગયું. તે એમની વાતોનો કંઇ પણ ઉત્તર ન આપતાં ડુસકે ડુસકે રોવા લાગી, કાન્તિલાલે જોયું કે મારી વ્યંગોક્તિથી પ્રભાના હૃદયમાં જબરી ચોટ લાગી છે. તેણે વિચાર્યું કે આ સમયે સાંત્વના કરવા જતાં એની વેદના ઓછી ન થતાં વળી કોણ જાણે કેટલી વધી જશે. એમ ધારી તે ત્યાંથી ઉઠી બહાર ચાલી આવ્યો. કિન્તુ બહાર પણ તે વધારે વખત ટકી શકયો નહિ. અડધા કલાકમાં તે ફરી પાછો આવ્યો. એણે જોયું કે પ્રભા પૂર્વવતજ મ્હોં ચઢાવી પલંગપર પડી છે. કાન્તિલાલે તેની પાસે જઇ જરા દબાવી બોલ્યો, "શું થયું, તે જરા કહે તો ખરી? આવી રીતે કયાં સુધી પલંગને ભારે મારશે? પ્રભા કંઈપણ બોલી નહિ. કાન્તિલાલે પુનઃ પુછયું, તો પણ તેના તરફથી કંઇ જવાબ મળ્યો નહિ.

કાન્તિલાલ કેટલીકવાર ચૂપ રહી પોતાના મન સાથેજ બોલવા લાગ્યો, "જેના નસીબમાં જે લખ્યું હોય, તેને કોણ મટાડી શકે છે? હું આજે શું વિચાર કરી ઘેર આવ્યા હતો, અને અહીં આવી મેં આ શું જોયું? ઇચ્છા કરી'તી કંઇ, ને અનુભવ્યું કંઇ. વરસ

દિવસથી ચન્દ્રહારને માટે મારી ખુશામત કરી રહી હતી. આજે મેં તેને તૈયાર કરવાને માટે આપી દીધો. મેં તો ઉલટી એવી આશા હતી કે ઘર જતાં આજે મને હમેશ કરતાં વિશેષ આદરમાન મળશે. કિન્તુ મારા ભાગ્યમાં જે નિર્માણ કર્યું નથી, તે શી રીતે બની શકે? આદરમાન તો એક બાજુએ રહ્યાં, પણ આજે મ્હોંથી બોલવાની પણ બાધા લીધી છે" આમ છતાંએ પ્રભા બોલી નહિ.

"કાન્તિલાલ પુનઃ પૂર્વવત્ બોલવા લાગ્યો, શાન્તિલાલે કહ્યું હતું, અત્યારે ચન્દ્રહાર મુલતવી રહે તો સારૂ, બેઠક અધુરી રહી છે. પહેલાં તે પૂરી કરાવ્યા પછી ચન્દ્રહાર થયા કરશે. પણ મેં વિચાર્યું બેઠક તો થઇ રહેશે. જ્યારે તે અડધી તો તૈયાર થઇ ચૂકી છે. ત્યારે અડધી પડી રહેવાની નથી. ધીરે ધીરે સૌ થશે."

પ્રભાથી હવે સાંખી શકાયું નહિ. એક ચન્દ્રહાર તૈયાર કરાવવાની વાત, તેમાં શાન્તિલાલનો વ્યાઘાત. આ સાંભળી પ્રભાના મૃતક શરીરમાં પણ ચૈતન્ય આવ્યું. અત્યારે તે જીવતી જાગતી થઇ ગઇ, અને બોલી, "એ બંનેના પ્રહારથી તો મારૂં શરીર કયારનું બળીજળી રહ્યું છે. મારૂં આટલું બધું અનિષ્ટ કરવા છતાં પણ એમનો જીવ હજી ઠંડો નથી પડતો!"

કાન્તિલાલ વ્યગ્ર ચિત્તે બોલ્યો, એ બંને કોણ વારૂ? એમણે તારૂં શું અનિષ્ટ કર્યું?

પ્રભા—શું અનિષ્ટ કર્યું એ આપ પૂછો છો શું જોઇને? એમણે અનિષ્ટ કરવામાં બાકીએ શું રાખ્યું છે?

કાન્તિલાલ—જ્યાં સુધી ખુલ્લે ખુલ્લું મને તું કહેશે નહિ, ત્યાં સુધી હું શી રીતે જાણી શકું ? હું અંતર્યામી તો નથી, કે તારા અંતરની બધી વાત તારા કહ્યા પહેલાં જાણી જાઉં ! તું કોઇનું નામ ન લેતાં બેના નામ લે છે, તે કહે તો ખરી એ બંને કોણ છે ?

પ્રભા—એ બંને બીજાં કોણ વળી ? આપણા ઘરના જે ધણી રણી થઇ પડયાં છે તે ! માલિક તો કેવળ મારી પાછળજ પડયો છે. મને આપ મારફતે કંઇ મળતું જોઇ એનો તો જીવ જતો રહે છે. મને કંઇ ઘરેણું કે કપડાં મળે, તો એનું જાણે સર્વનાશ થઇ ગયું. જાણે એનીજ કમાઇનો રૂપીઆ ખરચાતા ન હોયને ! અને શેઠાણી (પ્રતિભા) તો હંમેશા એવી ફિકરમાં ને ફિકરમાં ગુલતાન રહે છે, કે જેથી દશ લોકોની વચ્ચે મારી બેઆબરૂ થાય.

કાન્તિલાલ—શાન્તિલાલે આજ સુધી મને એવું કદી નથી કહ્યું, કે તને ઘરેણાં અથવા કપડાં ન આપવા. એણે એટલુંજ માત્ર કહ્યું હતું કે કોઇ આવે છે, ત્યારે સ્થાનાભાવથી એમને કષ્ટ થાય છે, માટે પ્રથમ બેઠક થઇ જાય તો સારૂં થાય.

પ્રભા—આપ એનો પેચ શું જાણો ? હું એમ નથી કહેતી એનાથી આપની બુદ્ધિ થોડી છે, પણ એટલું તો હું ખુલ્લી રીતે કહી શકું છું કે તમે ચોકખા હૃદયના છો, તમે છલ પ્રપંચની વાત જાણતા નથી. શાન્તિલાલભાઇને આપ જેવા ભોળા ભલા માનો છો. તેવા તે નથી. બેઠક માટે એનો એટલો બધો મમત શા સારૂ છે, તે તમો શું જાણો ? બેઠક બનાવવાથી તમારી આબરૂ વધે, તેટલા

માટે તેઓ એવું કહે છે, એમ નથી. તે હમણા જેવી રીતે પાડોસીઓને ત્યાં બેસી બેસી સમય વીતાડે છે, તેવીજ રીતે બેઠક બનવાથી પણ વીતાડશે, પરન્તુ બેઠક થતાં તેમાંથી હિસ્સો મળશે, મારાં જે ઘરેણાં કપડાં થશે, તેમાંથી છૂટાં પડતાં ભાગ મળવાનો નથી.

પ્રભા જે કાન્તિલાલને કમ સમજ કહેતી હતી, તે વાત કેવળ જૂઠી ન હતી. આવા સર્વ વિષયોમાં એની બુદ્ધિ ચાલતી ન હતી. જો તે પ્રભાની પેઠે પોતાના ભાઇની અવગણના કરી પોતાની મતલબના માર્ગે પ્રયાણ કરતે, તો પ્રભા તેને પરમ બુદ્ધિમાન માની પોતાના ભાગ્યની પ્રશંસા કરત! કિન્તુ કાન્તિલાલમાં આ કાલજ્ઞતા ન હતી. તે પ્રજાને સતાવી કેવી રીતે માલ ગુજારી વસૂલ કરાય છે, અને કેવી રીતે રોકડ વહી લખવામાં આવે છે, એ સહુ બાબતો સારી રીતે સમજતો હતો. આ વખતે પ્રભાએ એને જે ગુહ્યાર્થ દર્શાવ્યો, તેને તે ઇષ્ટ મંત્રની પેઠે અક્ષરશઃ સત્ય સમજાયો. પ્રભાની કૃપાથી આટલે દિવસે આજ એની આંખો ખુલી ગઇ. તે હવે સારી રીતે સમજી શક્યો, કે "આજ કારણથી અમારા ભાઇ સાહેબ સહુ કામોમાં પહેલાં ઘરબાર બનાવવાની જ્યારે ત્યારે સલાહ આપે છે, અને સ્ત્રીને ઘરેણાં કરાવી આપવાં, એ રૂપીઆ પાણીમાં ફેંકવા બરાબર કહ્યા કરે છે." આ પ્રમાણે પોતાના મન સાથે નિશ્ચય કરી કાન્તિલાલે પ્રભાને કહ્યું, "તું વાજબી કહે છે, જો આ વાત મને પહેલેથી માલૂમ હોત તો હું મકાનને માટે એક ઈંટ પણ ન બનાવત!"

પ્રભા—તમે તો મારી વાત કદી સાંભળતા નથી. કે કંઇ પણ પૂછતાં નથી. તમે તમારા મનમાં માની બેઠા છે કે મારો ભાઇ એવોજ છે, કે જેવો રામનો લક્ષ્મણ હતો.

કાન્તિલાલ—બેઠક હવે આટલે સુધીજ રહેશે. જોઉં છું, તે હવે કેવી રીતે તૈયાર થાય છે? વારૂં તું બીજાં કોને માટે કહેતી હતી?

પ્રભા—બીજું કોણ! તેમની ઘરલક્ષ્મીજી!

કાન્તિલાલ—તેનું શું છે વળી?

પ્રભા—તેની તો વાતજ ના પૂછો! એણે તો શાન્તિલાલભાઇને પણ હરાવી દીધા છે. એના મ્હોંડાં આગળ ઉભા રહેવાનું સામર્થ્યજ કોનામાં છે? એના મનમાં જે આવે છે, તે કરે છે. એને જે કંઇ છે તે શાન્તિલાલભાઈ! મને અને આપને તો તે કશી વિસાતમાંએ નથી લેખતી. આ મહોલ્લાની બધી સ્ત્રીઓ એનાથી બ્હીતી ફરે છે. હું પણ એની બ્હીકથી ઘરમાંજ પડી રહું છું. તે મારૂં અને આપનું જેટલું અપમાન કરે છે, તે તો મેં આપની આગળ કદીએ કહ્યુંજ નથી.

કાન્તિલાલ—શું તે આપણા સર્વનું અપમાન કરે છે? ઘણી નાજુગીની વાત છે કે જેનું ખાવું પીવું, તેનેજ બદનામ કરવું.!

પ્રભા—પણ કહે કોણ?

કાન્તિલાલ—તે આપણને કલંક લગાડવા શું બોલે છે? જરા કહે તો ખરી?

પ્રભા—એણે કહેવામાં બાકીએ શું રાખ્યું છે! આજ એક પંજાબી કેટલોક માલ લઇ વેચવા આવ્યો હતો. વિપિન અને કામિનીનો કેવો સ્વભાવ છે, તે તો તમે જાણો છો. મેં તે બંનેને

કેટલાંએ સમજાવ્યાં, પણ તે માને શાનાં! આખરે વિવશ થઇ મેં દિગમ્બરી પાસે બે પૈસા ઉધાર લઇ બે વાજાં ખરીદ કીધાં. નાની વહૂને આ જોઇ અતિશય અદેખાઈ આવી. તે જયન્તને સાથે લઇ ત્યાં આવી, અને જયન્તને એક વાજું આપી મને કહેવા લાગી, "બ્હેન મને એક પૈસો ઉધાર આપ, હું વ્યાજ આપીશ." મેં કહ્યું, "એક પૈસાનું વ્યાજ શું થાય તે હું નથી જાણતી."

નાની વહુએ કહ્યું, આટલા બધા દિવસો મહાજની કરતાં થયાં. છતાં વ્યાજની વાત કેમ નથી જાણતી? આ સાંભળી હું ચૂપ થઈ ગઈ. તો પણ નાની વહુ જેમ મનમાં આવ્યું તેમ બકવા લાગી.

કાન્તિલાલ—તે શું બકી હતી?

પ્રભા—તે બધું તો મને યાદ નથી. હું સીધીસાદી એ પેચ ભરી વાતોનો મર્મ શી રીતે જાણી શકું? આ મહોલ્લાના જે લોક હાજર હતા, તે બધાએ સાંભળ્યું છે. જો આપ એ સર્વને સાંભળવા ઇચ્છતા હો, તો કાલ દિગમ્બરીને બોલાવી મંગાવજો. તે આવી સહુ વાત આપને સંભળાવશે.

કાન્તિલાલ—હા. કાલે દિગમ્બરીને જરૂર બોલાવીશ. અને તે સર્વ વાત જરૂર સાંભળીશ.

પ્રભા—વારૂ, કાલની વાત તો કાલે થશે, પણ એક વાત હું તમને પૂછું છું, ખરેખરૂં કહેશો!

કાન્તિલાલ—જે પૂછવું હોય તે પૂછ, હું તને અત્યારે એક વાત પણ જૂઠી કહીશ નહિ.

પ્રભા—શું ચન્દ્રહાર ખરેખર બનાવવાને આપ્યો ખરો?

કાન્તિલાલે હસતે ચહેરે બોલ્યો, "હા, તૈયાર કરવા આપી દીધો છે, કેમ વારૂ!"

પ્રભા—આપના બોલવાપરથી જણાય છે કે આપવામાં નથી આવ્યો?

કાન્તિલાલ—ત્યારે નથી આપ્યો.

પ્રભા—તો તમે મને જૂઠું કેમ કહ્યું?

કાન્તિલાલ—અત્યારે એને જૂઠુંજ જાણો. કિન્તુ કાલે એ વાત જરૂર સાચી થશે. હું કાલે સોનીને બોલાવી કહી દઇશ. મેં વિચાર્યું હતું કે પહેલી બેઠક બનાવી લઉં, વળી એ કામ આગળ પાછળ જોઇ લેવાશે. કિન્તુ તારા મ્હોંથી જે વાતો આજે સાંભળી છે, તે જાણી બેઠક બનાવવા અથવા મકાન સમરાવવા મારૂં મન કહ્યું નથી કરતું. પોતાના પસીનાની કમાઇનો ભાગ શું બીજાને વહેંચી આપું?

પ્રભાએ એક ઠંડો શ્વાસ લીધો. એને હવે કંઇ બોલવાની જરૂર રહી નહિ. ઘણે દિવસે આજ એની ઇચ્છા સિદ્ધ થઇ. વાંચક ગણને સ્મરણ હશે કે શામી દાસીને છાની વાત સાંભળવાનો એક જબરો રોગ હતો. એણે કમાડ સાથે કાન માંડી એ બંને વચ્ચે જે વાતચિત્ત થઈ હતી, તે આદિથી અન્ત સુધી સાંભળી લીધી, અને પ્રતિભાની પાસે જઈ પહોંચી તથા બોલી, "કેમ માની વહૂ મેં કહ્યું હતું, તે ખરૂં પડયું જો!"

આ બંને વચ્ચે શી વાતચિત્ત થઇ તે જાણવા માટે **પ્રતિભા** આતુર થઈ રહી હતી. તેણે **શામી**ને પૂછ્યું, "શું સાચું કહે છે?"

**શામી**—મેં કહ્યું હતું ને, કે જે દિવસ **પ્રભા** ક્રોધનો અભિનય કરે છે, તે દિવસે ઇનામમાં કંઇને કંઇ ઘરેણું જરૂર મેળવે છે. આજના અભિનયમાં એને એક સુવર્ણનો ચન્દ્રહાર મળશે.

**શામી**એ ચન્દ્રહારથી લઈ આખર સુધીની એ બંને વચ્ચે જે વાત થઇ તે તથા આજે વરશ્રીને કેવા વધામણાં દીધાં તે બધું પ્રતિભાને કહી સંભળાવ્યું.



# પ્રયોજકનો સંદેશો.

શ્રી ઇષ્ટકૃપાથી આજે "પુષ્પહાર" નું નવમુ-દસમુ પુષ્પ વાંચકોના હસ્તમાં મૂકી શકયા છીએ. પ્રયોજકની અસ્વસ્થ પ્રકૃતી અને વ્યવહારિક અડચણોને લીધે સાતમુ-આઠમુ અને નવમુ-દસમુ એ પુષ્પો ભેગા પ્રગટ કરવા પડયા છે. છતાં આગળના પુષ્પો કરતાં આ પુષ્પોને આકર્ષક અને દળદાર કરવા યોગ્ય લક્ષ આપ્યુ છે તે તરફ સુજ્ઞ ગ્રાહકોનું લક્ષ ખેંચાશેજ હવે પછીના બે પુષ્પો છુટાજ પ્રગટ થશે. અમારી વિનંતિ તરફ યોગ્ય લક્ષ આપી રા. નાનાલાલ પુરૂષોતમ જોશી. મુ. ચોઈલા શેઠ જાદવજી કલ્યાણજી પીપરાણી. ભુજ. તથા રા. સોમચંદ પ્રેમચંદ ભડીઆદ શ્રી હરિભાઇ શામળભાઈ કારવાણ ચીમનલાલ ડાં. ઠક્કર. અકબરખાન હીમતખાન બાકરોલ વગેરે બંધુઓના અમે અત્યંત આભારી છીએ આશા છે કે બીજા બંધુઓ પણ તેમનુ અનુકરણ કરી ગ્રાહકો વધારશેજ. દરેક બંધુ માત્ર એક, બે ગ્રાહકો વધારે તો થોડાજ વખતમાં પુષ્પહારને ફરીથી સચિત્ર બનાવી શકાય.

હવે પછીના બે પુષ્પો પ્રગટ થયા પછી દીવાળીનું ખાસ પુષ્પ દ્વિતિય વર્ષના પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ થશે· આટલા સસ્તા મૂલ્યમાં હાલના સમયમાં સીરીઝ પ્રગટ કરી શકાય નહિ તોપણ શુભેચ્છક બંધુઓની સહાય ઉપર આધાર રાખીને અમે આ સાહસ કરીએ છીએ. આઠમા પુષ્પના કવર ઉપર પ્રગટ થયલી ઇનામમાળા હંમેશા ચાલુ રહેશે. અત્યાર સુધીમાં ગ્રાહકો વધારનારને ઇનામો મોકલી આપવામાં આવ્યા છે જેમને ન મળ્યા હોય તેમણે પોસ્ટ ખર્ચ મોકલી મંગાવી લેવા.

# ખાસ પુષ્પ અને ભેટ.



આટલા સસ્તા મુલ્યમાં સીરીઝ સાથે ત્રણ ભેટો શરૂઆતમાંજ આપવામાં આવીછે તે ઉપરાંત હજી એક ચાર સુંદર ફોટાવાળી **નવલ કથા ભેટ** તરીકે દરેક ગ્રાહકને આપવામાં આવશે. તે સાથે જણાવવું જરૂરનું છે કે **આ ભેટ** દ્વિતિય વર્ષના પ્રથમ પુષ્પ (**દિવાળીનું** ખાસ સચિત્ર અને દળદાર પુષ્પ ) સાથેજ ધારા મુજબ ચૌદ આનાના વી. પી. થી રવાને થશે એટલે સીરીઝના **આવતા** વર્ષ માટે ગ્રાહક રહેવા જેમની ઇચ્છા હશે તેમને આ સચિત્ર ભેટ મળી શકશે. આવા વખતમાં દરેક પત્રકારોએ **અને પુસ્તકો પ્રગટ કરનારાઓએ 'ભાવ ચઢાવી દીધા છે છતાં અમે વાર્ષિક મુલ્યમાં કોઇ પણ જાતનો** વધારો કર્યા શિવાય સીરીઝ ચાલુ મૂલ્યમાંજ પ્રગટ કરીશું. તો આશા છે કે માત્ર ચૌદ આના જેટલી નાનકડી રકમને માટે અમારા સ્નેહી ગ્રાહકો ભેટનો લાભ ગુમાવી અમારાથી છુટા નહિજ પડે.

**પ્રયોજક**ની અસ્વસ્થ પ્રકૃતીને લીધે ચાલુ વર્ષમા અનિયમીતપણું અને તેવીજ બીજી ગેરવ્યવસ્થા થઇ હતી **તે** માટે ક્ષમા યાચનાં છે. શ્રી ઇશ્વર ઇચ્છા હશે તો દ્વિતિય વર્ષમાં **પુષ્પહાર** નવિન સ્વરૂપ ધારણ કરી વ્યવસ્થાસરજ પ્રગટ થશે એટલે ગ્રાહકોને ફરીઆદનું કારણ રહેશે નહિ. આ સર્વ છતાં જેમને ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય **તેમણે કૃપા કરી આ પુષ્પ** પહોંચતાજ એક કાર્ડથી ખબર આપવી. આઠમા પુષ્પની ઇનામમાળા તરફ એક દ્રષ્ટી નાખવાની ફરીથી અમારા ગ્રાહકોને વિનંતિ કરીએ છીએ.




(૧)

બપોરના બાર વાગ્યાનો સમય હતો. મુંબઇની ધી. રોયલ બેંક લીમીટેડની હેડ ઓફીસમાં વીસેક વર્ષના એક યુવકે પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરી યુવકે આજુ બાજુ દ્રષ્ટિ કરી. કેટલાક કારકુનો બેઠા બેઠા લખતા હતા. યુવક ધીરે રહીને કેશીઅર પાસે ગયો.

"સાહેબજી મી. વસંતલાલ"

"સાહેબજી" મી. વસંતલાલે કટાણે મોઢે જવાબઆપ્યો. યુવકે તરતજ એક ચેક વસંતલાલને આપ્યો અને કહયું,

"મી. વસંતલાલ, ૨૫ રૂપીઆ રોકડા અને પાંચ પાંચ રૂપીઆની પાંચ નોટો આપજો."

વસંતલાલે ચેક હાથમાં લીધો. કંઇપણ બોલ્યા સિવાય તે અંદર ચાલ્યો ગયો. થોડીવારે બહાર આવી કહયું,

"મી. ચંદ્રકુમાર, તમને બેસી રહેવું પડયું તે માટે માફ કરજો. મી. જગતકિશોર આપને મળવા માગેછે, આપ આવશો ?

" Why not (શા માટે નહીં ?) ચંદ્રકુમારે કહયું. એમ કહી ચંદ્રકુમારે જગતકિશોરની ઓફીસ તરફ ચાલવા માંડયું

"કેમછો સાહેબ" ચંદ્રકુમારે પુછ્યું "બેસો ભાઇ, હું તમારા

ખાતા વિષે કહેવા ઈચ્છું છું. બેંકના તમારા પર લગભગ ત્રણસો રૂપીઆ નીકળેછે વળી ત્હમે બીજા પચાસ માંગોછો. પણ જામીનગીરી વગર વધુ આપી શકાશે નહીં.” જગત કિશોરે ખરેખરૂં કારણ જણાવી દીધું.

“ત્રણસો રૂપીઆ ! શું કહોછો?”

“હાજી બરાબર ત્રણસો રૂપીઆ થાયછે. મેં હમણાજ હિસાબ તપાસ્યો છે”

“પણ મી. જગત કિશોર, જો મ્હારા જેવા લોકોને ત્હમે પૈસાનહીં ધીરો તો તમારો ધંધો કેમ ચાલશે”

“ભાઇ આપનું કહેવું બરાબર છે પણ જામીનગીરી હોયતો સારૂ”

“હું જાતેજ આપનો સ્નેહીછું?”

“મ્હારા પોતાને માટે તેમ ચાલી શકે પણ ભાઇ અહીં તો હું બેંકનો નોકરછું. પરમાત્મા ન કરે ને કદાચ કાલ ઉઠીને આપને કંઇ થાય તો પછી અમારે શું કરવું’”

“ઠીક સાહેબ, આ ત્રણસો પચાસ રૂપીઆ જેવી નજીવી રકમ હું એક મહિનામાં ભરી જઇશ.”

“પણ ભાઇ તે પહેલાં ત્હમે અમારી પાસે કંઇ પણ માગી શકશો નહીં.”

“વારૂ મી. જગતકિશોર હું પ્રમાણિક સદ્‌ગૃહસ્થ છું.

તરતજ જગતકિશોરે વસંતલાલને ખાનગી ઓરડામાં બોલાવીને કહ્યું “મી૦ વસંતલાલ. આ વખતે રૂપીઆ આપજો. પણ હવે કોઇ પણ વાર આવે તો સાફ ના પાડજો. જો મને મળવા માગે તો પણ નાજ કહેવું એ એવો માણસ છે કે એ જયારે કોઇ ચીજની મોઢામોઢ માંગણી કરે છે ત્યારે એને ના પડાતી નથી.”

(૨)

ચંદ્રકુમારને રૂપીઆ મળ્યા. રૂપીઆ લઇ જગતબાબુને સલામ કરી વસંતલાલ સાથે સેકહેન્ડ કરી તે બહાર નીકળ્યો, બેંકની ઓફીસ પાસે એક ખીસા કાતરૂ ઉભો હતો. પણ ચંદ્રકુમારનો ચ્હેરો એવો ભવ્ય હતો કે તે પોતાની કળા ત્હેનાપર અજમાવવાની હિંમતજ કરી ન શકયો.

"ભાઇ" ચંદ્રે ત્હેને કહયું ".હું ત્હારો આશય સમજયો. તેમાં કંઇ ત્હારૂં વળે એમ નથી. જા એક ભાડાની ગાડી લઇ આવ હું ત્હને મહેનત બદલ બેઆના આપીશ."

થોડી વારમાં તે ગાડી લઇ આવ્યો. તેને બેઆની આપી ચંદ્ર ગાડીમાં ચઢી બેઠો અને ચોપાટીપર ઉતરી પડયો. ત્યાંથી ચાલતા ચાલતા એક ન્હાની શેરીમાં આવી ચઢયો. આ શેરીમાં ત્હેને બે મકાન કંઇક ઠીક લાગ્યાં. એક તો ધી રેયલ બેંકની બ્રાન્ચ ઓફીસ અને બીજું શ્રી સુન્દર ભોજન ગૃહ. બીજા મકાન પર પાટીઉં મુકેલું હતું કે કેટલાક કારણથી આ ભોજન ગૃહ સર્વ સામાન સાથે વેચી. દેવાનું છે. લેવા ઇચ્છનારે માલીકને મલવું તરતજ તે અંદર ગયો. ત્યાં ત્રીસેક વર્ષની એક દક્ષિણી સ્ત્રી બેઠી હતી.

"આપ આ ભોજન ગૃહના માલિક છો ખરૂં?"

"હા"

"આપ વેચવા માગો છો"

"હા"

"શું કિંમત થશે"

"માત્ર ત્રીસ રૂપીઆ" તે બોલતા બોલતા અચકાઇ. કારણકે ભોજન ગૃહો હાલ વધી પડયા હતા. ધંધો બરાબર ચાલતો ન હતો

વળી દુકાનમાં માત્ર પંદર વીસ રૂપીઆનોજ માલ હતો.

" વારૂ કબુલ પણ આપે મ્હારી સાથે રહી મ્હને મદદ કરવું પડશે "

" ઠીક "

" પણ ભાઈ અહીં એક બેંકછે. તેના માણસોથી સાવધ રહેજો ગઇ કાલેજ પેલા લુચ્ચા હરમુખલાલે બે રકાબી ને ચાર પ્યાલાનો ચૂરો કરી નાખ્યો છે "

" વારૂં "

" પણ ભાઇ આપનું નામ "

" મારૂં નામ કૃષ્ણ કુમાર છે "

(૩)

વીસ બાવીસ દિવસ વીતી ગયા છે.

કૃષ્ણકુમારે હંમેશા એક છોકરા પાસે દરરોજ પેપર વેચાતું લઇ વાંચવાનો કંઇ ખાસ કારણથી નિયમ કર્યો હતો. તે નિયમ પ્રમાણે કૃષ્ણકુમાર પેપર વાંચતો હતો એવામાં બેંકનો નોકર આવ્યો.

" ભાઇ ત્રણ કપ ચા આપો. બરાબર બનાવજો. હાલ હિસાબ બ્હાર પાડવાનો હોવાથી સાત સુધી કામ ચાલે છે.

તરતજ ત્હેને કૃષ્ણકુમારે ચાની કીટલી અને પ્યાલા રકાબી આપી વિદાય કીધો. અડધો કલાક વિત્યા બાદ પેલો છોકરો આવ્યો ત્હેને કહયું " ભાઇ જરા ઉભો રહે હું હમણાં આવું છું.

આમ કહી કૃષ્ણકુમાર બેંકના મકાન તરફ ગયો. આગલું દ્વાર બંધ હતું. તેથી તે પાછળથી દાખલ થયો. અંદર જઇ જોયું તો કારકુનો અને નોકર બધા સારી પેઠે ઉંઘે છે. " વાહ ચાહની મેલ-

વણી અસરકારક તો ખરી ! તરતજ એક ગજવામાંથી કુંચી કાઢી તિજોરી ખોલી અંદરથી જે હાથ આવ્યું તે ગજવામાં મુકી, કુંચીઓ પાછી ગજવામાં મુકી ચાલ્યો ગયો.

દુકાને આવી પેલા છોકરાને રજા આપી દુકાન બંધ કરી ચાલતો થયો અને વિચાર કર્યો. "ઠીક થયું આ રોકડા પૈસાની નોટો લઇ દેણુ આપી દેવાશે અને આ નોટો ઉત્તર હિંદના પ્રવાસ માટે ખપ લાગશે"

બીજેજ દિવસે મી. જગતકિશોર પોતાની બેંકમાં થએલી ગડબડ માટે પોલીસને ખબર આપવા જતા હતા ત્હેમને ચંદ્રકુમારે ઉભા રાખી કહયું.

"જુઓ સાહેબ મ્હારી કબુલાત પ્રમાણે મેં તમારી ઓફીસમાં ત્રણુસો પચાસ રૂપીઆને બદલે પાંચસો રૂપીઆ જમા કરાવ્યા છે. એક પ્રમાણિક ગૃહસ્થ તરીકે મ્હેં આપેલું વચન પાળ્યું છે. સાહેબજી.

બાળમુકુન્દ જી. મોદી

---

# લાયબ્રેરીના શણગારરૂપ ઉત્તમ નવલકથાઓ.

**(૧) હિંદુ બેરીસ્ટર.** અત્યુત્તમ સાંસારિક નવલકથા જેમાં આધુનીક કેળવણી સુમનની સત્યપ્રિયતા, બ્રીફલેસ બેરીસ્ટરની નફટાઇ મડમનો મીજાજ, ડાઇવોર્સ, જાપાનનો પવિત્ર આર્યધર્મ માટે મત, વેશ્યા વિહાર, દુષ્ટ મિત્રોની દુષ્ટતા વગેરે વિષયો બહુજ આકર્ષક રીતે ચર્ચાયા છે. પૃષ્ટ ૨૫૦ સુંદર બાઇડીંગ છતાં કીંમત માત્ર **બાર આના.**

**( ૨ ) સુરતીલાલ મુંબઇમાં** "ગડગડાટ" અને " ભીમ સેન" પત્રોના અધિપતિ રા. નગીનદાશ મંછારામની કસાકલી કલમથી લખાયલી નવલકથા છે. મુંબઇની મોહીની, સટ્ટાનો સનેપાત, વગેરે વિષયો વાર્તાને લગતા સોળ ચિત્રો સાથે આપ્યા છે. એક વખત જરૂર વાંચજો પૃષ્ટ ૩૨૫, પાકુ બાઇડીંગ ડબલ સોનેરી નામ છતાં કીમત માત્ર ૧-૦-૦

**( ૩ ) મોતી મહાલ**–એક નાનકડુ સંસારિક ચિત્ર છે. મી. બારટન, કાલીમાતાનો હાર, નલિનીકાંત વગેરે પાત્રો છે. થોડા સમય માટે માત્ર એક આનાની ટીકીટ બીડવાથી મોકલીશું,

**( ૪ ) કાંતી**–કળા–આ પુસ્તક સાદી ભાષાના શણગારરૂપ છે. દરેક પાનામાં શણગાર રસનો ઝમઝમાટ છે. સ્થળે સ્થળે કરૂણા રસનો ક્રમકમાટ છે. કન્યા વિક્રયની ક્રુરતાનો આબેહુબ ચિતાર છે. વ્યસનોમાં મશગુલ રહેનારની ભવાઇ, ધરડી ઘોડીને લાલ લગામ, પાપી

પિતાની અવદશા, સાહસિક બાળાનું સાહસ, વગેરે જરૂર વાંચજો. મુળ કીંમત બાર આના હાલ થોડા સમય સારૂ માત્ર **આઠ આના.**

**(૫) પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**–વિર, કરૂણા અને શ્રંગાર રસથી ભરપુર વાંચવા લાયક અત્યુત્તમ નવલ કથા. અનાથ સુરેંદ્ર, ક્રુર કાળસીંહ, પ્રેમની પુતળી, પદ્મલતાનું સાહસ. પ્રેમીઓની પરાકાષ્ટા, વિરેંદ્રની વિરતા, બંધુ ભાવ, ભાઇ કે કસાઇ? બાપ કે સાપ? કાંટામાં ગુલાબ કળી ઇત્યાદી વિષયોનું સચોટ ગુંથન કર્યું છે. પૃષ્ટ ૪૫૦, પાકુ બાઇન્ડીંગ, એ સોનેરી નામો છતાં કીંમત માત્ર ૧–૪–૦

**(૬) કળીયુગની સતી**-ભાગ ૧–૨. દુષ્ટ દોસ્તની બદદાનત ફેશનેબલ માલતી, નાટકમાં ગભરામણ, વૃધ્ધ વ્રજલાલ, કીશોર અને સરલા વગેરે પાત્રો છે. માત્ર એક આનાની ટીકીટ મોકલવાથી બન્ને ભાગ મોકલીશું.

**(૭) વિષલતા ભાગ ૧-૨-૩**–આ પુસ્તક બંગાળાના સુપ્રસિધ્ધ લેખક બાબુ **બંકિમચંદ્ર**ની કલમથી લખાયલું છે તેનો છટાદાર ભાષામાં ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યો છે. મદ્યપાનના ભયંકર પરીણામ, સ્ત્રી સ્વાતંત્ર્ય, વિધવા વિવાહ **વગેરે મુખ્ય વિષયો છે.** પૃષ્ટ ૨૭૦. ત્રણે ભાગ મળી કિંમત માત્ર **બાર આના.**

**(૮) લતા અને લલિતા**–ભાગ ૧-૨ દરેક ભાગમાં પૃષ્ટ ૨૦૦. તથા ચાર સુંદર ફોટા. દરેક ભાગની કીંમત માત્ર ૦–૧૨–૦ પાકુ બાઇન્ડીંગ સોનેરી નામ. અંગ્રેજ કુમારીકાના પ્રેમ દર્શનથી આર્ય બાળા ઉપર કેવી અસર થાય છે, ફોજાયલા પુત્રને ચોક્કસ કન્યા સાથે પરણાવનાર પિતા, શોભના અને રમાનું સ્નેહ દર્શન અવશ્ય જોવા લાયક છે.

(૯) **ચિતોડનો ઘેરો**–રજપુતોનો રણોત્સાહ તથા અકબરની ઉદારતા, વીમળાની બહાદુરી વગેરે બતાવતુ નાનકડુ ઐતીહાસીક નોવેલ છે કીંમત **માત્ર ત્રણુ આના.** પોસ્ટેજ ૦–૦–૬

(૧૦) **શ્રીમંત છત્રપતિ સંભાજી મહારાજ**–હીંમત અને શારીરીક શક્તિમાં સંભાજીએ હદજ કરી છે. શાહજાદી રોશન આરાનો પ્રેમ, તુલસી બાઇની કપટી પ્રેમ જાળ વગેરેનો હૃદય વેધક ચિતાર સામે ઉભેલો દેખાય છે શૃંગાર અને વીર રસ પ્રાધાન્ય હોવાથી ખાસ વાંચવા લાયક છે. ૨૫૦ પૃષ્ટ. પાકુ બાઇન્ડીંગં, સોનેરી ના છતાં મૂલ્ય **માત્ર બાર આના.**

(૧૧) **નુરજહાં અથવા સત્તરમી સદીની શહેનશાહ બાનુ**–દુનિયાની સૌદર્યવાન સ્ત્રીયોમાંની એક હતી. જહાંગીર જેવો બાદશાહ તેના પતિનું ખુન કરાવી તેની સાથે પરણે એમાં નવલ નહોતુ. પ્રેમરસ ભરીત ખાસ વાંચવા યોગ્ય છે. મૂલ્ય **ત્રણુ આના.** પોસ્ટેજ ૦–૦–૬

દરેક પુસ્તકનું પોસ્ટેજ વી. પી. જુદુ. આઠ આનાથી ઓછા ઓર્ડર માટે પોસ્ટની ટીકીટ બીડવી.

**લખોઃ–જરીવાલા એન્ડ કું. બેગમપુરા–સુરત.**

---

તદન મફત મળતું

# દંપતી ધર્મ માસિક પત્ર.

ઉત્તમ વાંચન પૂરૂં પાડનારૂં અત્યુત્તમ માસિક; જેમાં વિદ્વાનોના લેખ આવશે. લવાજમ બીલકુલ નહિ. પોસ્ટ ખર્ચ માટ ચાર આના. (હીંદુસ્તાન બહાર નવ આના) મોકલી મંગાવો. હજારો ગ્રાહક થયા છે જાહેર ખબર માટે ઉત્તમ સાધન. નમુના માટે અર્ધા આનાની ટીકીટ મોકલવી.

મેનજર–'દંપતી ધર્મ'
અમદાવાદ.

# જાણો છો ?

## કે,

આ આશ્રમમાં હિંદુ જાતીનાં ૧૦૦ અનાથ બાળકો
અને અશકતો હિંદુ વર્ણ વ્યવસ્થા પ્રમાણે
પળાતાં હોવાથી આર્થીક સહાયની
ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચોડાવી અમર નામ કરો.

રૂા. ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડપર નામ લખાવી યાદગીરી રખાવો.

હરેક જાતનાં દાન લેવાય છે, હરેક વસ્તુના દાનની જરૂર છે. હરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તેથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષિક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી-હિન્દુ અનાથાશ્રમ-

નડીઆદ.

# દુશ્મનોપર ગોળીઓ.



લડાઈમાં ગોળીઓ વગર દુશ્મનો મરતા નથી શરીર પર રોગ અને નબળાઈ રૂપ દુશ્મનોના ધસારાને હઠાવવાને તથા તેઓને નાશ કરવાને આતંક નિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરનાર માણસ પુરી ફતેહ મેળવે છે. હાથથી જવા લાગેલા શરીરરૂપ કિલ્લાને બરાબર પોતાના કબજામાં રાખી શકે છે. એટલુંજ નહિ પણ લાંબી મુદતે પણ ખડ ખડે નહિ એવી રીતે તેને મજબુત બનાવી શકે છે.

આ ગોળીઓ પાચન શકિતને સુધારે છે લોહી તથા વીર્યના દરેક જાતના વિકારને દુર કરે છે અને શરીરમાં તેજ તથા તાકાત આપે છે.

કિંમત ગોળી ૩૨ની ડબી ૧નો રૂ. ૧ એક
વધારે વિગત જાણવાને પ્રાઇસલિસ્ટ મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી,
માલેક આતંકનિગ્રહ ઔષધાલય.
જામનગર કાઠિયાવાડ.

સુરતના એજંટ-
ઉત્તમરામ ઉમેદરામ
ચંપાબજાર સુરત.

# અવશ્ય વાંચો—સવાલાખ રૂપિઆનું પુસ્તક-

## શ્રી સરસ્વતી વાર્તામાળા—પ્રથમ પુષ્પ.

આ માળાનું પ્રથમ પુષ્પ **બંગાળાના સુપ્રસિદ્ધ લેખક કવિશ્વર સર રવિન્દ્રનાથ ટાગોરની** ગીતાંજલી પ્રગટ થશે. આ પુસ્તક એટલું લોકપ્રિય છે કે તેને માટે લેખકને **સવા લાખ રૂપિઆનું** નોબલ પ્રાઇઝ મળ્યું છે ગુજરાતીમાં તે પ્રથમજ પ્રગટ થનાર છે. **માળાના** ભેટના પુસ્તક **'શિરહીન શબ''ની** ઘણીજ થોડી કોપી સીલકમાં છે તેથી **આ માસ પછીના ગ્રાહકોને તે મળશે નહિ.** માત્ર એક રૂપિઆમાં વિદ્વાન લેખકોના ઉત્તમ પુસ્તકો અને ૧૨૫ પૃષ્ટની દળદાર ભેટ. આજેજ કાર્ડ લખી મંગાવો પ્રથમ **પુષ્પ ગીતાંજલીની** છુટક કીંમત બાર આના જાહેર ખબર આપનારે તુરત પત્રવ્યવહાર કરવો. ટુંક સમયમાં પ્રગટ થશે

દરેક સ્થળે એજન્ટ જોઇએ છે
ઉદાર કમીશન.

લખો:—**શ્રી સરસ્વતી મંદિર**
બેગમપુરા—**સુરત.**

આ પુસ્તકના ૧ થી ૩૨ સુધીના પાના સુરત—નાગાનલાલ પર આવેલા "મહેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ દુલભદાસે છાપ્યા. તથા પાના ૩૩ થી ૪૮ સુધી અને ટાઇટલ પેજ સુરત—ખપાટીયા ચકલા તાસવાળાની પોળમાં લક્ષ્મી નારાયણની વાડીમાં આવેલા **"જૈન વિજય"** પ્રીન્ટીંગ પ્રેસમાં **મુળચંદદાસ કસનદાસ કાપડીઆએ** છાપ્યાં અને **ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ સુરત બેગમપુરામાંથી પ્રસીધ્ધ કર્યું** —